હાસ્ય રસનો રાજા

# અડવો

-: હસા હસથી ભરપુર : હસો બસ હસો :--

લેખક :
અંબેલાલ સવરામભાઈ દેશાઈ.

પ્રકાશક :
ગુજરાતી સાહિત્ય મંદિર તરફથી
જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.
સલાબતપુરા-સુરત.

આવૃત્તિ ૧ લી ] [ પ્રત ૨૦૦૦
સને ૧૯૨૬



મૂલ્ય માત્ર આઠ આના.

કૃપાશ્રય પ્રિન્ટીંગ વર્કસ-ખાડ બજાર-સુરત.

## હમારા તરફથી પ્રસિદ્ધ થયેલા લોકપ્રિય

---

રાજા ભરથરી ( સચિત્ર પાંચ ચિત્રવાળી ) મૂલ્ય ૬-૦
રાક્ષસી-કૂતરો (ડીટેકટીવ અદ્દભુત નવલકથા ) ૮-૦
મોહિની ઉર્ફે મરિયમ અથવા ડાકુની દીકરી (સ ડી. ૨-૦
ચોકટનો એકકો અથવા કેદીની કરામત „ ૨-૦
હુન્નર સાર સમુદાય ( હુનરોથી ભરપુર )
કાળો પ્હાડ અથવા ભારતનું ભાવિ ( .વીન પ્રહસન)
લાલ દીવો અથવા ભાગ્યહીન ભિખા ‍ ણ ( સચિત્ર
રંગમાં ભંગ કિંવા હર્ષમાં વિષાદ ( સ .)
ધી ન્યુ ફોનોગ્રાફ ગાયન સંગ્રહ ભા. ૧. થી ૧૦
(લગભગ ૨૫ ચિત્ર સા મનમોહક પુઠું )

અડકો (હાસ્ય રસનો હોજ )
ગુજરાતી ગઝલ સાગર ( ગઝલનો ખજાનો)
હિન્દ કિર્તન ( પાંચ ચિત્ર સાથે દેશ કાવ્યો )
ગજરામારૂની વાર્તા ( દોહરા ચોપાઇ સ્વચ્છ છાપ)
ચતુરસુંદર સ્ત્રીવિલાસ અથવા મનહર સરળ ગરબા
. ( સારા ઉંચા ગ્લેઝ કાગળની મનોહર પુંઠાવાળી
પૃથ્વીરાજ ચૈહાણ ( સચિત્ર અતિહાસીક કાવ્ય છપાય
સાગરની સુંદરી (છપાય છે. )

આ સિવાય બીજા દરેક જાતના વાંચવા લાયક પુસ્
હિંદી અગ્રેજી વગેરે વીગેરે માટે લખો.

ધી ગુજરાતી સાહિત્ય મ
. સલાબતપુરા-સુર



# અડવો



અડવો એક નાનાં ગામડામાં રહેતો હતો. ફક્ત એક ફોઇ
દિ પ્ય તેને અન્ય સંબંધી નહોતાં. જાતનો વાણીઓ હતો. દિવા-
ળ ણાણું ગયું એટલે અડવો પોતાની પત્નીને તેડવા જવા તૈયાર
ની ફોઇએ તેને પાંચ શેરની ગોળપાપડી રસ્તે ખાવા કરી
અને પાંચ રૂપીઆ રોકડા પહેરેલાં ધોતીઆંને છેડે બંધાવ્યા
ની કહ્યું; "આજ ! જ્યાં રાત પડે ત્યાં વાસો રહેજે."

રાત પડશે તે હું કેમ કરતાં જાણું" અડવાએ પૂછ્યું.

સૂર્ય બૂડે ત્યારે રાત પડી એમ જાણવાનું એમાં પૂછવાનું
ભાની ફોઇએ કહ્યું.

શેરની ગોળપાપડીનું પોટલું હાથમાં પકડી અડવો ઘરથી
ડવાને પોતાની મુસાફરી પગ રસ્તેજ કરવાની હતી.

ાં ચાલતાં અડવો પટેલનાં એક ખેતરને છેડે આવી
ખેતરને એક ખોડીબારૂં મૂકેલું હતું તેમાં એક પગ
સૂરજ આથમ્યો. ફોઇએ રાત પડે ત્યાં વાસો રહેવાનું

કહેલું હોવાથી એક પગ ખોડીબારામાં અને એક પગ બહાર રાખી અડવો ઊભો. આજ્ઞાંકિત અડવો કોઇની આજ્ઞાનો કેમ ભંગ કરે!

રાતના દશેક વાગ્યા હશે એટલે ઘીથી ભરેલાં કુંડા લઇને ચાર મારવાડીઓ આવ્યા. અડવાને ખોડીબારામાં બેઠેલો જોઇને મારવાડીઓએ કહ્યું, "અલ્યા કોણ છે રે? રસ્તામાંથી ખસ. મારગ વચ્ચે કેમ બેઠો છે?"

"હું છે! દેવાળીઆના દીકરાઓ! વાણીઆ છીએ શાહૂકાર છીએ. અમણાં અરધી રાતે કાં જવાના?" અડવાએ કહ્યું.

"અલ્યા અહીં કોઇ ચોરનો ધાક બાક તો નથી ને." મારવાડીએ પૂછ્યું.

"અરે ગાંડા થીઆ હેડ! અહીં એવો ધાક હોય તો અમે અગર બુદ્ધિ વાણીઆ અહીં બેહીએ ખરા કે? જાઓ ફકર કર્યા વગર પેલા જુવારનાં ખેતરમાં બેહો." અડવાએ અક્કલ ચલાવીને કહ્યું

મારવાડીઓએ "હમણાં અર્ધી રાત તો થવા આવી છે ...વે આજની રાત ખેતરમાંજ વીતાડીએ, મોટો મરઘો બોલશે ... જઇશું." એમ વિચાર કરીને તેઓ ખેતરમાં જઇને બેઠા.

રાતના બારેક વાગ્યા હશે એટલે સોની એ રસ્તે... અડવાને ખોડીબારામાં બેઠેલો જોઇને સોનીએ કહ્યું: "... કોણ બેઠું છે? ખસ રે રસ્તામાંથી."

"કોણ છે તે વાણીઆ છીએ, વેપારી છીએ, શાહુકા... તમે કુંકણીમાના શાહુ કાંથી આયવા. હું મને ચોર બોર...

અમણાં અધ્ધી રાતે કાં જવાના ? જાઓ પેલા આંબાના ઝાડ ઉપર ચઢીને નિરાંતે બેહો." અડવાયે ઉપાય બતાવ્યો.

"અહીં કાંઈ ડર બર તો નથી ને ? અમારી પાસે જોખમ છે." સોનીઓએ પૂછ્યું.

"તે તમારી પાંહે જોખમ ને અમે હું વગર જોખમના ઓહે ? અમે ડાઇ માના દીકરા ડર હોય તો જોખમ હાથે અમે અહીં રહીએઓ ખરા કે ? જાઓ અવે છાનામાના પંચાત કયરા વગર મેં કર્યુ તાં જઇને બેહો" અડવાએ હોંશભેર જણાવ્યું.

સોનીઓ આંબા ઉપર ચઢીને બેઠા અને કલાકેક વીત્યો હશે એટલે ચાર ચોર ચોરી કરવા નીકળેલા તે ત્યાં આવ્યા. તેમણે રસ્તા વચ્ચે અડવાને બેઠેલો જોઇને કહ્યું : "એ હજુરાનો દીકરો કોણ વચ્ચે સૂઓ સે ! પાધરો પાધરો વચમાંથી ઉઠનો નીકર મણનો હાત પાંચશેરી થેઇ જહે."

" નથી ઉઠતા લે. હાહુકાર છીએ વાણીઆ છીએ. તારા મનમાં ચોરબોર હમજે, અધ્ધી રાતે કાં મરવાના. છાનામાના બેહે ને." અડવાએ આવેશમાં આવી જઇને કહ્યું.

ચોરોના હાથમાં તીર કામઠાં હતાં તેના વડે ચોરોએ અડવાને ઝાપટવા માંડયો. એકે કહ્યું; "અલ્યા વાણીઆ છ એની પાંહે કંઇ ઓહે મારીને લઈ લેઓ."

એકે અડવાના માથા પરની પાઘડી ઉંચકી લીધી એકે જોડા, અને એકે અંગરખો તથા બીજાં કપડાં કાઢી લીધાં. જવાની તૈયારી

કરતાં તેમાંના એકે કહ્યું, "ચાલો અવે એની પાંહે કંઈ નથી."

"તારી કને ની ઓહે! હું નાગા ભૂખા દીઠા! આ રેઈ મારી કુઈએ પાંચશેરની ગોળપાપડી બાંધી આપેલી તે." ગોળપાપડીનું પોટલું બાજુપર મૂકેલું હતું તે લઇને બતાવતાં અડવાએ કહ્યું.

ચોરોએ તે પણ લઇ લીધું અને પછી કહ્યું; "ચાલો અવે એની પાંહે કાંઇ નથી રહ્યું."

"ઓહઉઉહવે હું અમે વાણીઆ ડાહ્યમાના દીકરા હુંનું રૂપું હાથે રાખ્યા વગર નીકરતા ઓહે. મારી કુઇએ પાંચ રૂપીઆ રોકડા આપેલા તે આ રીયા પોતીઆંને છેડે બાંધેલા." ધોતીઆંની આગળની પાટલીનો છેડો કાઢી બાંધેલા રૂપીઆ બતાવતાં અડવાએ કહ્યું.

ચોરોએ રૂપીઆ પણ લઇ લીધા. તેમાંના એકે કહ્યું, "મારો હહરો ગાંડીઓ સે. રૂપીઆ ખોટા લાવી આપણુને સેતરતો નથી?"

"હું અમે હાવકાર, વાણીઆ ખોટ ારૂપીઆ રાખતા ઓહે ખાંડ ખાઓ જરા ખાડ, અને તેમ કરતાંઓ તમને ભરોસો ની આવતો હોય તો પેલા આંબાના ઝાડ ઉપર પારેખ–હોનીઓ બેઠા છે તેની પાંહે જઇને રૂપીઆ પરખાવી લેઓ એટલે ઠેકાણે પડશું." અડવાએ ઉપાય બતાવ્યો.

અડવાનું કથન સાંભળીને ચોરોએ એકદમ આંબાના ઝાડ ઉપરથી સોનાઓને નીચે નાખ્યા અને તેઓની કને જે હતું તે લઇ લીધું.

ચોરોને સારો તડાકો પડેલો હોવાથી તેઓ અડવાની ગોળ-પાપડી ખાવા ત્યાંજ બેઠા. ખાતાં ખાતાં તેમાંના એકે કહ્યું: "આ હહરી લૂખી લાગે છે; મઈ કંઈ ઘી બી નથી કે હું?"

"હું કરવા અમથા લૂખું ખાઓ, પેલા જુવારના ખેતરમાં ઘીનાં કુંડાં લઈને ચાર મારવાડીઓ બેઠા છે તેમની પાહેથી ઘી લાવો ને પછી ખાઓની. મારા હહરા બોટ જેવાની અક્કલ હોડે તીયારે કની!" અડવાએ બહાદૂરીથી છાતી કાઢીને કહ્યું.

ચોરોએ સોનીની માફક મારવાડીને લૂટી લીધા. ચોરોએ ત્યાર પછી ઘી સાથે ગોળપાપડી ખાધી અને પછી ત્યાંથી ચાલ્યા ગયા.

પ્રભાત થવા આવ્યું એટલે મારવાડી અને સોની મનમાં અડવાને ગાળો દેતા ત્યાંથી વિદાય થયા.

પરોઢનાં જે જુવારનાં ખેતરમાં અડવો બેઠો હતો તેમાં જુવારના છોડવાઓ વરીઆળી જેવા લીલા જણાતા હતા. કોઈ છોડવાને કણસલાં નીકળેલાં હતાં ને કોઈને હજુ નીકળવાનાં હતાં. કોઈ કોઈ છોડવાઓનાં કણસલામાં કુંણાં દાણા પણ ભરાયા હતા. અડવાએ વિચાર કર્યો આપણે આ ખેતરમાં આખી રાત ગાળી માટે આ ખેતરવાળાને કાંઈ પણ બદલો આપવો જોઈએ. આ ખેતરની કાપણી કરતાં એ ખેતરવાળાને બિચારાને કેટલી મહેનત પડશે માટે લાવને હું જ એની કાપણી કરૂં. પણ દાતરડું નહોતું!

પણ આડવો એમ હિંમત હારી જાય એવો નહોતો. તેણે અક્કલ દોડાવી. જુવારનું ખેતર સાચવવા તેમાં એક માળો બનાવેલો હતો. આડવો તેના ઉપર ચઢયો, તો રખવાળે રોજ ઘાસ કાપવા માટે ત્યાં દાતરડું મૂકી રાખ્યું હતું, તે આડવાભાઇએ હાથમાં લીધું અને એકદમ નીચે ઉતરી જુવાર કાપવા માંડી. આડવાએ એવી ઝડપથી કાપણી ચલાવી કે આઠ વિંઘાનાં ખેતરમાંથી ચાર વીંઘા કાપણી કરી નાખી. હજુ પણ આડવો બાકીની જુવારને ધરણી ઢાળી દેત પણ એટલામાં ખેતરનો રખેવાળ આવી પહોંચ્યો. તે તો જુવારને કાપેલી જોઇને એકદમ દિંગ્મુઢજ થઇ ગયો. તે વિચાર કરતો હતો કે આ કોણે કર્યું હશે? પણ એટલામાં ધોતીઆંનો કચ્છો વાળેલો હાથમાં દાતરડું લઇને આડવો તેની સામે આવી પહોંચ્યો. તેને જોતાંજ રખેવાળે પૂછ્યું. " આ બધી જુવાર તેં કાપી નાંખી ? "

" એ ઉ ઉ હ વે, મારા મનનાં એમ કે જુવાર ઢારતાં (કાપતાં) તમને બહુ મેનત પડહે તેનાં કરતાં લાવની હું અહીં નવરો બેઠો છું તે કાંઇ વધવાનો ? વાંકો વાંકો ઢાયરા કરૂં. આપણા મનથી કે બેઠા કરતાં બેગાર ભલો. " આડવાએ ઉપકાર કરતો હોય તેવી ઢબે કહ્યું.

આડવાનું કહેવું સાંભળવાથી રખેવાળે બે ત્રણ લાકડીના સપાટા મારીને આડવાને કહ્યું. " હહરા ઉંધા ! તને કોણે કહ્યું હતું કે તું ડોડ ડાયો થઇ જુવાર ઢારવા મંડી જાય. હહરા કારું કર તારું, અહીંથી રસ્તે જતાં જતાં જનાવર (પંખીઓ) ઉડાડતો ઉડાડતો જજે નીતો ખોભરો કાઢી લાખા. "

અડવાના મનમાં કે પટેલ પાઘડી બંધાવશે પણ ત્યાંતો ઉલટા સપાટા પડયા. પટેલની આજ્ઞાનું પાલન કરતો અડવો રસ્તે "હોઓ ......હોઆ......હોઓ... ..હાઆ......" એમ પંખીઓ ઉડાડતો ચાલ્યો.

અર્ધીએક માઇલ અડવો ચાલ્યો હશે એટલે રસ્તાની બાજુપર એક પારધી જાળ પાથરી બેઠો હતો. બે ત્રણ પક્ષીઓ જાળમાં પડયાં હતાં અને બીજાં કેટલાંક અંદર સપડાવાની તૈયારીમાં હતાં એટલામાં અડવો "હાઓ...હોઆ...હોઆ...હોઓ" મુખે બોલતો અને હાથના લટકા કરતો ત્યાં આવી પહોંચ્યો.

અડવાનો હોકાર સાંભળી પારધીની જાળમાંનાં બધાં પક્ષીઓ ઉડી ગયાં. પક્ષીઓને ઉડી ગયેલાં જોઇને પારધીને એવી તો રીસ ચઢી કે એકદમ તેણે અડવાને ખોખરોજ કરવા માંડયો. અડવાએ કહ્યું; "ભાઇ મને હું કરવા મારે? મને તો પેલા પટેલે જનાવર ઉડાડવાનું કેયલું એટલે હું તેમ કરતો કરતો આવ્યો. ભાઇ અવે તું જેમ કે તેમ કરૂં."

પારધીએ તેને ગાંડો જાણી કહ્યું "જા, હવે રસ્તે પડ અને ચાલતાં ચાલતાં 'આમાં પડજો, આમાં પડજો' એમ બોલતો બોલતો જા."

શરીરે પડેલા સોળને પંપાળતો પંપાળતો અડવો આગળ ચાલ્યો. થોડેક દૂર ગયો હશે એટલે એક કણબીનો એકનો એક છોકરો ઉમ્મર વરસ વીસનો ઘરમાં કંઇ કજીઓ થવાથી કુવામાં

પડયો હતો, ત્યાં ઘણાં માણસો એકત્ર થએલાં હતાં. બે જણા અંદર ઉતરેલા હતા અને બે જણા ઉપરથી દોરડું ને માચી કણ-બીના છોકરાને કુવામાંથી બહાર કાઢવા અંદર મૂકતા હતા. બાકીના કુવાની આજુબાજુ ઉભેલા હતા. ત્યાં આપણા અડવાભાઈ 'આમાં પડજો" એમ મ્હોંએ બોલતા અને હવામાં હાથ વીંઝતા આવી પહોંચ્યા.

આવવાનું કહેવું સાંભળીને બે ચાર જુવાન કણબીઓમાંથી ધીમો પટેલ બોલી ઉઠયો; "એ કીયો છે રઘા પટેલ ! મારા હહરા વારો? હહરાને જરા મેથી પાક જમાડ એટલે બોલવાનું બધું ભુલી જાયજે. જરા કરજે ઢીલો હારી પેઠે. અગાડી જઈ તો બે ભાર કપાહ જાણે ની પાકેલો ઉતો."

બે ત્રણ કણબીઓએ અડવાને પકડયો અને મજબૂત હાથે અકેક બબ્બે મૂક્કા લગાવી દીધા.

અડવાએ કહ્યું "ભાઇઓ ! મને હું કરવા મારો ? તમે જેમ કહો તેમ હું તો કરૂં."

"તો હહરા અક્કલના ઓથમીર, 'આવું તમારે કદી ન હોજો', આવું 'તમારે કદી ન હોજો' એમ કેતો આ પેલે હીધે રસ્તે હીધો હીધો ચાયલો જા." રઘા પટેલે હાથ લાંબો કરીને રસ્તો બતાવતાં કહ્યું.

અડવાભાઇએ પોતાની મુસાફરી આગળ વધારી. ગાઉ એક ગયો હશે એટલે એક મોટું ગામ આવ્યું. તે ગામના વાણીઆનો

એકનો એક છોકરો તેજ દિવસે પરણવા જતો હતો. મોટી ધામધુમથી વરઘોડો નીકળ્યો હતો. આગળ જુવાનીઆ છોકરાઓ ચાલતા હતા તેની આગળ અડવાએ જઇને કહ્યું; "આવું તમારે કદી ન હોજો આવું તમારે કદી ન હોજા."

વરઘોડાની આગળ ચાલતા માણસો એકદમ ઉભા રહ્યા એટલે અડવાએ પુનઃ કહ્યું: "આવું તમારે કદી ન હોજો, આવું તમારે કદી ન હોજો."

વાણીઆ કાહી માના દીકરા ખરા પણ દશબાર હજાર રૂપીઆ કન્યાના પિતાને આપવા પડેલા અને બીજો ખર્ચ થયેલો તે જુદો એટલે જે છોકરો પરણવા જતો હતો તે લગભગ વીસ હજાર રૂપીઆના ભોગે પરણવા જતો હોવાથી 'આવું તમારે કદી ન હોજો' એ દશ અક્ષરનો અડવાનો મંત્ર સાંભળી કપુરચંદે કહ્યું: "એઓ ધરમચંદ એ સાળાને જરા બોલતાં સીખવ, બોલતાં."

કપુરચંદનું કહેવું સાંભળીને ધરમચંદ ને માણેકચંદ, પૂનેમચંદને પ્રેમચંદ એમ બબ્બેની જોડી બંધાઇ. કોઇએ અડવાને તમાચો તો કોઇએ મુક્કી મારી. તો કોઇ છેલીઆએ હાથમાં પકડેલી નેતરની સોટીના બેચાર ફટકા અડવાના પગમાં લગાવી દીધા. અને સોએ પોતાનો ક્રોધ સમાવ્યો. ત્યાર બાદ કપુરચંદે કહ્યું: "સાળા મૂરખા હું ટારે એમ કેટા કેમ જા કે આવું ટમારે સડાય હોજો, આવું ટમાડે સડાય હોજો."

"વાહ બાઇ સાહેબ, તીયારે મારવા પેલાંજ એમ કહી મરવું હતું કેની? નકામો મારી મારીને બોટ કાઢી લાયખો. ને વરી કપુ

અમે વાણીઆ અગમ બુદ્ધિઃ ડાઇમાના દીકરા." એમ કહીને અડવાએ ત્યાંથી ચાલવા માંડ્યું.

આગને બીજે નાકે હજામવાડો આવ્યો. ત્યાં કોઇ હજામનો એકનો એક પચ્ચીસ વરસનો છોકરો મરી ગયેલો હતો તેનાં શબને લઇને હજામો આવતા હતા. હજામ બધા આફ્રિકા જઇ આવેલા એટલે સર્વના 'વાસ્કુટ'માં સોનાનો અછોડો હતો અને તેણે અકેક ગીની ટાંગેલી હતી. કાંધીઆઓ વાતો કરતા, વચ્ચે વાત વાતમાં અપભ્રંશ અંગ્રેજી શબ્દો વાપરતા મડદાંને લઇને આવતા હતા. અડવો તેઓની સામેજ ચાલ્યો જતો હતો. અડવો છેક નજીક આવ્યો એટલે કાંધીઆઓએ લલકાર મારીઃ "રામ કેહો ભાઇ રામ" એટલે અડવાએ "આવું ટમારે સડાય હોજો, આવું ટમારે સડાય હોજો" એ મંત્ર બે હાથ પહોળા કરી કોઈ મહાન પુરૂષ શુભાશીષ દેતો હોય તેની માફક ઢોંગ કરીને કહ્યું.

અડવાનું કહેવું સાંભળીને હજામભાઇની આંખ ફાટી. એકે કહ્યું, "અલ્યા ભગાભાઇ, આ હહરા કુંભારને મહુનો હાત પાંચ્છેરી કરી લાખરે ! જે થવાનું ઓહે તે થહે. જાણે પચાહ પરન(પૈંડ) ની કમાયેલા !"

"અરે મારી હાહુની પચાહ પવનની તે હું વીસાત ! જાણે એક સહુર ની ગેયલા ઉતા !" જગલાભાઇએ એમ કહીને અડવાને પાંસળીમાં બેચાર મુક્કા જડાવી દીધા. અડવો બિચારો બુમો મારવા લાગ્યો. અડવાની બુમો સાંભળીને છેક પાછળથી એક દદ

હજામ આગળ આવ્યો અને બોલ્યો "હહરા જગલા, જાણ્યો તને છોરા છે તે. હહરો એ મરી બરી ગીયો ક્ની તો કોણ તારો બાપનો બંધેવી તને છોડાવવા આવહે ? હારાને પેલા ભીખા પટેલનાં બેંહડાં ખોડવાનું કેયું તીયારે ટાર વાગી, ને અંઇ કેવો ચપોચપ હાથ ચલાવવા મંડી ગીયો. હારા આવું કરતો દેખું પણ કોઇ દહાડો ખોહાઇ જહે ખોહાઇ ! તારા મનમાં ખાંડ ખાતો ઓહે પણ !"

ઘરડા હંજામનું કહેવું સાંભળી જગલો એક બાજુ ઉભો રહ્યો. પછી પેલા વૃધ્ધે અડવાને કહ્યું; "આવું દુશ્મનનું સદા થજો." એમ કેતો કેતો જા. ચાલ ચાલ્યો જા જાં જવાનો હોય તાં. એટલે પીડા પતે.' અડવો તેને રસ્તે પડયો અને હજામો 'પાછા રામ કેઓ ભાઇ રામ' કહેતા સ્મશાન તરફ રવાના થયા.

અડવો આગળ ચાલ્યો, ચાલતાં ચાલતાં એક નાનુંશું ગામડું આવ્યું. ગામમાં પેસતાંજ ઢેડવાડો હતો, તેમાં આગ લાગેલી હતી. ઢેડાંઓ કોઇક ધારીઉં તો કોઇ આંકડી લઇને ઘરમાંથી સામાન કાઢતા હતા. ઢેડીઓ રડતી હતી અને પાણીનાં બેડાં લાવતી હતી. છોકરાંઓ બુમાબૂમ ને રડારોડ કરી રહ્યાં હતાં. કેટલાક તો ઘરમાંથી બહાર કાઢેલો બીજાનો સામાન તફડાવી જંવાની ફિકરમાંજ ફર્યા કરતા હતા. સર્વે પોત પોતાની ચિન્તામાં હતા એટલામાં "આનું દુશ્મનનું સદા થજો, આવું દુશ્મનનું સદા થજો." એમ કહેતા કહેતા અડવાભાઇ ત્યાં પધાર્યા.

અડવાનું બોલવું સાંભળીને તેને એક પૂછ્યું : "અઇલા તું એ શું બોલી રેયો છે."

"ખીજું હું, આવું આ આગ લાગી છે તેવું તમારે દરરોજ થીઆ કરજો." અડવાએ જાણે કોઇ મહાન ગુંચ ઉકેલી હોય તેને માફક ઠાવકું મ્હોં રાખીને કહ્યું.

એક ઢેડો કે જે યુરોપીયનનો બબરચી હતો તે બોલી ઉઠ્યો "શુ શું બકે છ: યુ ઢેમ ફુલ ઇસ્ટુપીટ રાસ્કલ બાટલીકા બૂચ."

"કેમ અયલા દેવારીઆના દીકરા કાંઇ કાનમાં પુમડાં ઘાલ્યાં કે હું? મારો હહરો મોટો તીસ્માર ખાં આયવો તે વરા ગેટપીટ સોટપીટમાં જનો ઓહે. કોણુ જાણે કાં કમોતે રવડી રખડાને મરી જતો રહે તો." અડવાએ આંખો ફેરવીને કહ્યું.

"અરે કુનીઆ! આ નાલાને ચઢાવરે કંપાણે કે એનો રોપ કોણુ જાણે કાં એહી જાય અને ઘડીના છટ્ટા ભાગમાં હારો ચાલનો થાય." લાલીઆએ કહ્યું.

અડવાને માર મારવાની શરૂઆત થઇ એટલામાં એક બીજો ઢેડો ત્યાં આવ્યો તે બોલી ઉઠ્યો: "ઓ લાલીઆ! હારા અડબૂચ જેવો મારીઆ કરે તે મરી બરી જહે તો આપણને બધાને મોટી-મસ 'ડીફીફી લીટી'માં (Difficulty) ઉતારી દેહે. કાંઈ પાછલાં બારણાંનું ભાન બાન રાખહે કે?"

અડવાને ઘેરીને ઢેડાઓ ઉભા હતા તે બધા દૂર અસી ગયા એટલે અડવાને ત્યાંથી મુક્તિ મળી. દેવલા ઢેડાએ કહ્યું: "જા, 'આવું દુશ્મનને પણ નખે હોતુ' એમ કહેતો કહેતો જા."

"ના અવે હું તમારૂં કોઈનું કેયલું કરવાનો નથી. મને જેટલા મયલા તેટલા બધા નાગાજ મયલા. હારા માણુહ જાણીને મેં બધાનું કેયલું કયરૂં તીવારે મને જેટલા મયલા તેટલાએ માયરો કની! તમે કેઇ રીયા, ઉંતો તમારૂં કે તમારા બાપનું કે તેના બાપનુંઓ અવે કેયલું કરવાનો નથી. મારા હહરા જે મલે તે મારજ મારે મારજ મારે બીજી વાતજ ની." અડવાએ ઉત્તર આપ્યો.

"હારૂં જા; અમારૂં કેયલું નખે કરતો પણ કોઇ ઠેકાણું બરતું હોય તાં ઓલવજે. ચાલ, જા અવે છાનામાનો ડાપણ કયરા વગર. હારો મોટો ડાપણનું પૂછડું આયવો તે વરી ફીયારનો પંચાતી કયરા કરે." વાલીઆ ઢેડાએ છેક અડવાની નજીક જઇને કહ્યું.

કાંઇ પણ બોલ્યા સિવાય અડવાએ પોતાની કૂચ આગળ ચલાવી. અડવો ગામમાં પેઠો અને થોડેક ગયો એટલે એક કુંભારનું ઘર આવ્યું. ચાલી ચાલીને અડવો થાકી ગયેલો હોવાથી કુંભારના ઓટલા ઉપર બેઠો. ત્યાં અડવો કુંભારના ઓટલા ઉપર બેઠો ને સૂરજ આથમ્યો. અડવાનું સાસરૂં તેજ ગામમાં હતું. પણ સૂરજ આથમ્યા પછી સાસરે જાય તો કોઇની આજ્ઞાનું ઉલ્લંઘન થાય તેથી તેણે કુંભારના ઓટલા ઉપરજ રાતવાસો રહેવાનો દૃઢ નિશ્ચય કર્યો. અજાણ્યો મુસાફર જાણી કુંભાર અને કુંભારણે તેને કાંઇ કોરૂં કોરૂં ખાવાનું આપ્યું અને બહારના ઓટલા ઉપરજ પથારી પાથરી આપી. અડવો નિશ્ચિંતતાથી સૂતો. આખા દિવસનો થાકી ગયેલો હોવાથી ઘસઘસાટ ઉંઘવા મંડી ગયો.

બરાબર મધ્યરાત્રિએ અડવો જાગ્યો. આખા ગામમાં સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. માત્ર કોઇ કોઇ વખત કુતરાં ભસવાનો કર્કશ સ્વર એ શાન્તતામાં વિક્ષેપ પાડતો હતો. અડવો પથારીમાં બેઠો હતો. કુંભારના ઘરની પાછળનો વાડો મોટો હતો તેમાંથી ધુમાડો નીકળતો હોય એમ અડવાને લાગ્યું. કુંભારના ઘરની દીવાલ પાછળથી વાડામાં જવાનું હતું ત્યાંથી અડવો વાડામાં ગયો. જઇને જોયું તો કુંભારે વાસણો પકવવા બે નેભા સીંચેલા હતા. તેમાં ઘાસ કરસાંઠી વિગેરે બળી રહ્યાં હતાં તેમાંથી ધુમાડો નીકળતો હતો. અડવાએ વિચાર કર્યો પેલા ઢેડાએ મને કહ્યું તું કે: "બળતું હોય તે ઓલવવું". એ બિચારાનું બધું બરી જશે. કુંભારને ઉઠાડું, એ બારણા ઉઘાડે, એ આવે એટલે બધું સફાચટ થઇ જશે. તેથી લાવની ઉંજ ઓલવી નાખું. ત્યાં બેચાર સાગઠા પડેલા હતા તેમાંથી એક લાંબો જોઇને અડવાએ હાથમાં લીધો અને બે વાગે એટલે તો બધાં વાસણનો ભૂકો કરી નાખી બધું બળતું ઓલવી નાંખી પાછો પોતાની પથારી પર નિરાંતે નિદ્રાવશ થઇ ગયો.

પ્રભાતે કુંભાર ઉઠયો અને જેવો વાડામાં ગયો તેવી તેની પ્રથમ દૃષ્ટિ નેભા ઉપરજ પડી. પોતાની સર્વ મહેનત વ્યર્થ ગયેલી જોઇને તથા આર્થિક નુકસાન પણ થયેલું હોવાથી આગળને બારણે આવી તેણે બે ચાર કુંભારોને ગભરાયલા સ્વરે બૂમો મારી બોલાવ્યા, અને તેઓને નેભા સંબંધી સર્વ હકીકત જણાવી. કુંભારો આંશ્ચ-

માંહે વિચાર કરવા લાગ્યા કે. "આવું કોણે કર્યું હશે ?" પુષ્કળ વિચારને અન્તે પણ તેઓ કોઇ પણ પ્રકારના દૃઢ નિશ્ચય પર આવી શક્યા નહીં.

અડવો હજી નિશ્ચિંતતાથી નિદ્રાનો આસ્વાદ લઇ રહ્યો હતો, તે કુંભારોની ગડબડથી જાગી ઉઠયો. કુંભારોને બધાને એકત્ર થયેલા જોઇને પથારી ઉપર બેઠાં બેઠાં કડે કલેજે પૂછ્યું, 'કેમ અયલાઓ, બધા એકઠા થીઆ છો ?"

"અરે મારા વાડામાં વાહણુના બે નેભા હીંચેલા ઉતા તે, તેમાંનાં બધાં વાહણ કોઇએ ભાંગી લાયખા ને નેભાઓ ઓલવી લાયખા. એ મારા હહરાવારો કોંયો ઓહે ?"

"અરે કાંઇ જેવા તેવાનું કામ, એતો આ બંદાનું કામ. રાતના વાડામાં બયરા કરે એટલે મેં જાયણું કે હવાર થતાં તો બધો કુંભારવાડો બરીને ભસમ થઇ જવાનો. તેથી તાં પડેલો એક લાકડો લઇને હું ઉયડો કની તે એક ચપટી વગાડે અરે એક આંખ વીંચીને ઉઘાડે એટલામાં તો બધું બરતુ ઓલવીને બેઠો. મારા કામમાં કાંઇ વાંધો હોય ? એવું બીજ્જુથી ની બને એતો હાથીના ભાર હાથીજ ઉપાડે ઓઉઉઉવે." છાતી કાઢી સ્મિત હાસ્ય કરી વીરત્વની જ્યોતિથી ચમકી રહેલાં નેત્રોએ કુંભાર સામે જોઇને અડવાએ કહ્યુ.

અડવાની બહાદૂરીનાં બણુગાં સાંભળીને કુંભારોએ તેને મ્હોંથી અને હાથથી પુષ્પાંજલિ આપવા માંડી. અડવાની ઇનામની અભિ-

લાધા મનમાંજ સમાઇ ગઇ. જેમ તેમ કુંભારોના હાથમાંથી મુક્તિ મેળવી તેણે સસરાનાં ઘર તરફ પ્રયાણ કર્યું.

બાલ્યાવસ્થામાં અડવાનાં લગ્ન થયેલાં હોવાથી અડવો પોતાની વહુને ઓળખતો નહોતો. જમાઇરાજનું સ્વાગત કરી અડવાને તેની સાસુએ સુન્દર ભોજન બનાવી જમાડયો. અડવો ગમે તેવો હતો પણ તે પ્રેમનો ભૂખ્યો હતો. પોતાની પત્નીને મળવા તેણે પુષ્કળ પ્રયત્નો કર્યાં પણ તે સર્વે વ્યર્થ ગયા. ઘરમાં એ ત્રણ સ્ત્રીઓ હતી. તેમાં પોતાની પત્ની કઇ હતી તે પણ તે નક્કી કરી શકયો નહીં.

રાત્રિ પડી. ઘર બહારના મોટા ઓટલા ઉપર અડવાનો ઢોલીઓ ઢળાયો. અડવો પોતાની પત્નીને મળવા અત્યંત આતુર હોવાથી ગમે તે પ્રયત્ને પણ પત્નીને મળવું એવો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. બરાબર મધ્યરાત્રિ થઇ એટલે અડવાએ પાસેનાં ઘરમાં પોતાના સસરાનું કોઢારું હતું તેમાંથી એક વાછરડું છોડી મૂકયું. વાછરડું છૂટવાથી કોઢમાં ખળભળાટ થઇ રહ્યો. અડવાની સાળી કોઢમાનો ખળભળાટ સાંભળી વાછરડું બાંધવા ઉઠી. ઘરનું દ્વાર ઉઘાડયું. દ્વાર ઉઘડવાનો ધ્વનિ થતાંજ અડવાએ વિચાર કર્યો કે મારી વહુ આવી. જેવું બારણું ઉઘડયું કે તુર્તજ અડવાએ એકદમ ઉઠી સાળીનો હાથ પકડયો. સાળી એકદમ ચોંકી ઉઠી પણ તે એટલી બધી બીધી હતી કે તેનાથી એક પણ અક્ષર મુખમાંથી કાઢી શકાયો નહીં. અડવાએ તેને છાતી સરસી ચાંપી અને "અમણાં વેર મને મળવા કેમની આવી? એવો પ્રશ્ન પૂછયો.

અડવાનો બોલ સાંભળતાંજ અડવાની સાળીને હિમ્મત આવી. "કાંઇ લાજ શરમ છે કે નહીં ? હું તો તમારી સાળી થાઉં. હરાયાં ઢોરની માફક આમ શું કરો છો ?" એટલું કહીને અડવાના ગાલ પર બે તમાચા જોરથી ચોઢી કાઢયા. અડવો પોતાના ગાલને પંપાળવા લાગ્યો એટલે તેની સાળી વાછરડાંને બાંધ્યા વિના ઘરમાં પેશી ગઇ. અને એકદમ પોતાની પથારીમાં જઇ સુઇ ગઇ. અને થોડીવારમાં નિદ્રાવશ પણ થઇ ગઇ.

અત્યાર સુધી વાછરડું ગાયને ધાવવામાં રોકાયલું હતું પણ જ્યારે ગાયના આંચળમાંનું દૂધ પુરૂં થયું એટલે ગાયે કુદવા ને નાચવા માંડયું એટલે પાછો કાદમાં ખળભળાટ થઈ રહ્યો !

અડવાની સાસુ જાગૃત થઇ અને તે વાછરડું બાંધવા ઉઠી, દ્વાર ઉઘાડી જેવી તે બહાર આવી કે જેમ બિલાડી ઉંદર ઉપર તરાપ મારવા ટાંપી રહે તેમ બહાર ઢોલીઆ ઉપર અડવો ટાંપી રહ્યો હતો. તેણે પોતાની વહુ જાણી ઝડપથી પોતાની સાસુના બન્ને હાથ પકડયા અને તેને પણ છાતી સરસી ચાંપી. અડવાની સાસુએ બુમ મારી-"ચોર છે ચોર છે, દોડો, દોડો." તેની બુમ સાંભળીને સામેના ઓટલા ઉપર સુતેલો એક ભરવાડ દોડી આવ્યો અને એકદમ અડવાભાઇને પકડી જમીન સાથે પછાડી તેની છાતી ઉપર ચઢી બેઠો.

આજુબાજુના બીજા માણસો તેમજ ઘરમાંથી અડવાની વહુ, તેની સાળી, સાળો, સસરો વિગેરે દોડી આવ્યાં. તેઓ પોતાની

સાથે ફાનસ અને લાકડીઓ લઇને આવેલાં હોવાથી ફાનસનો પ્રકાશ પડતાંજ સર્વેએ અડવાને ઓળખ્યો. જે ભરવાડો અડવાની છાતી પર બેઠો હતો તેણે પણ અડવાને ઓળખ્યો અને બોલી ઉઠયો. "એહેહે, આતો આપણી ચંચરનો માટી દેખું; એહ એ મારી હહરી વારૂં કેમનું બરી ગીયું!"

અડવાની સાસુ તથા બીજા આવેલા લોકો એક બીજાની સામે જોવા લાગ્યા. અડવાની સાસુએ ખુલાસો કર્યો કે: "ખરો ચોર નાસી ગયો છે અને ભુલમાં ભરવાડે જમાઇને ચોર જાણી અંધારે પકડયો છે." પરન્તુ અડવાની સાળી આ બધો પ્રકાર પોતાના મનમાં સમજી એકલી એકલી હસવા લાગી.

"એહ તેમાં મારો હું વાંક! તેં બુમ પાડી ને હું દોડયો ને એ મારા હાથમાં આવી ગીયો એટલે મેં અને ચોર જાણી કોપરાટયો. હું જાણું કે એ તારી પોરીનો માટી થાય નીતો ની મારતે! ભરવાડે અડવાની સાસુ તરફ જોઇને કહ્યું.

એ મામલો એટલેથી ખતમ થયો એટલે સર્વ પાછાં પોતપોતાને ઠેકાણે જઇને સુઇ ગયા.

બીજે દિવસે અડવાની સાસુએ અડવાનો મુકામ ફેરવી નાખ્યો કારણ કે બહારના ઓટલા ઉપર અડવો બેસી રહે એટલે ફળીઆમાં થી જતા આવતા લોકો તેની મશ્કરી કર્યા કરતા. તેથી મુકામ ફેરવીને અડવાને ઘરના માળ ઉપર એક પથારી કરી આપી.

અડવો માળ ઉપર બેઠોબેઠો શેખસલ્લીના જેવા વિચારના ઘોડા દોડાવ્યા કરતો હતો એટલામાં તેની વહુ ચંચળ માળ ઉપર આવી.

લેવા આવી. તેને જોતાંજ અડવો એકદમ તેની પાસે દોડી ગયો. ચંચળે કહ્યું "આઘા રહેજો. મને અડશો નહીં, અભડાશો."

"તે કેમ તું કાંઇ ઢેડી બેડી છે હું કે તને અડકવાથી અડકાઇ જાય? એમ હદરી હાની કરી મરે. પાધરી પાધરી મરતી હોયતો મરની. અડવાએ છેક ચંચળની પાસે જઇને કહ્યું.

"અરે મારા હાથ ચોકખા નથી તેથી હું તમને અડકવાનું ના કહું છું. કાંઇ દુનીયાદારીનું ભાન બાન છે કે નથી?" ચંચળે આઘા ખસી જઇને કહ્યું.

"આ મારી હાડુ ભાન વારી આવી, જાણે નાલાં પોયરાં પટાવવા નીકરી. તારા હાથને હું મુંઝારો થેયલો છે, હાથ તો તારા ચોકખા ચાંદી જેવા છે. હું મારી આંખે દેઝતું નથી. ને તે કરતાંઓ તારા હાથ ચોકખા ની ઓય તો હાણુ ની તે મટોડાંથી ધોઇ લાખની. રાંડ ગંદી, હું કાંઇ ઘરમાં પાણી નથી? બયરું, એવા કુવડવેડા મારી હાથે ની ચાલહે, મારી માર ને ચામડું તો ફાડીજ લાખાંજો. કાલ કાલની વરી ની આપણી હાથે બાલે ના ચાલે, ને જાણે બાપ લાખ ચાલીની તે વરી ગુમાનમાં ને ગુમાનમાં ફયરા કરે, જાણે જુવાની તો એકલી તનેજ આવેલી ઓહે." અડવાએ ચંચળની છેક પાસે જઇને રોફભેર કહ્યું.

"વારુ, ત્યારે તમે ઉભા રહો હું હમણાં હાથ ધોઇને આવું છું." એમ કહી ચંચળ છાણા લઇને ઝપાટાબંધ દાદર ઉતરી નીચે ચાલી ગઇ.

અડવો રાહ જોઇ જોઇને થાકયો પણ ચંચળ માળ ઉપર આવી નહિ ત્યારે નિરાશ થઇને બેઠો, અને મનમાં વિચાર કરવા લાગ્યો

કે એ મારી વહુ ની ઓહે, ની તો આયવા વગર રેય ની.

બપોરે જમવાની વખત થઇ ત્યારે પાટલા ઉપર બેઠા પછી અડવાએ પોતાની સાસુને પૂછ્યું. "પેલી ડેડી કાં ગઈ ? તમે ઓ મારા હહરા ની હારા દેખું. તે તમને કોઇ દુબરાની પોરી મલીજ ની તે ડેડીને ઘરમાં કામ કરવા રાખી. તમારી અક્કલ કાં બરી ગેઇ અક્કલ ! જરા મને તો પૂછવું ઉતું ! જે કામમાં તમારી અકકલ અગાડી ની દોડે તેમાં મારા જેવા ચોકહ ચતરા માણહની સલાહ લેતાં હું તમને ગોરી વાગતી ઉતી ?"

અડવાની સાસુ તેમજ બીજાં કોઇપણ અડવાનું કહેવું સમજ્યાં નહીં માત્ર એક ખૂણામાં ઉભી ઉભી ચંચળ હસતી હતી. તે પણ શું કરે ? પડે દુઃખને આવે હસવું એવો ઘાટ તેનો હતો.

અડવાની સાળાએ પૂછ્યું, "ડેડી કઇ ને તમે એ શું વાત કરી રહ્યા છો? અમને તો એમાં કાંઈ સમજણ પડતી નથી, અડવાજી!"

"અવે તમે બદ્ધાં અજાણ્યા થઇ જજો, મારી હાહુના લુચ્ચાં કમના. કેઇ ડેડી કેઇ ડેડી હું કરી રહી ! કેઇ તે પેલી માર ઘરે છાણાં લેવા આવેલી તે, મારાં હહરાંઓ ને બધરા તમારો અવતાર. અવે મને કોઇ છેડતું નાખે. નીતો થારીને થારી માથામાં મારી મુકા." અડવાએ લાલચોળ આંખોએ સાસુજી સામે જોઇને કહ્યું.

કાલુ જાણે વખતે અડવો કાંઇ નવનું તેર વેતરી બેસે તેથી કોઇ કાંઈ પણ બોલ્યું નહીં.

અડવાએ જમવા માંડ્યું. કંસાર ને બીનું ભોજન બનાવ્યું હતું. એટલે વાડકીમાંનું ઘી પૂરું થતાં અડવાની સાસુ પાછી ઘીની વાઢી લઇને ઘી મૂકવા આવી. બીજી વખત બહુ ઘી નહીં જોઇએ એમ ધારી તેણે ઝીણી ધારે ઘી મૂકવા માંડ્યું. એટલે અડવાએ ચલાવ્યું; "મુકતી હોય તો હમી હમી મૂક. એમ ઉંદરડી હું મુતરાવવા કરે?" એમ કહીને સાસુજીનો હાથ પકડી ઘીની વાઢી થાળીમાં ઉંધી વાળી દીધી. આખી થાળીમાં ઘીજ ઘી થઇ રહ્યું. સાસુ બિચારી શરમાઇ ગઇ અને ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ. અડવાએ વિચાર કર્યો હવે આને ખાવું શી રીતે? પણ તે કાંઇ ગાંજ્યો જાય એવો નહોતો. બધું દાળ, ભાત, શાક, કંસાર સર્વ ઘીમાં ચોળી તેણે થાળી મ્હોંએ માંડી અને બધું પી જઇ થાળી નીચે મુકી.

અડવાની અક્કલ હોંશીયારી જોઇને સર્વ મ્હોંએ કપડું દઇને હસવા લાગ્યાં. જો પ્રગટપણે હસે તો અડવાભાઇ છુટીને છુટી થાળી મારી મુકે એમાંનો નંબર હતો!

જમી પરવારી અડવો પાછો નાળપર જઇને સૂતો. રાતના પણ અડવાએ ખૂબ ખાધું અને એકદમ નિદ્રાવશ થઇ ગયો. બૈરાભર મધ્યરાત્રિએ અડવો જાગ્યો. કારણ કે તેને હમણાં ઝાડે જવું હતું; પણ ઘરમાં અંધારૂં ઘોર હોવાથી અને આજે રાતના સુતી વખતે તેને કાંઇ પણ પ્રકારનું અટકચાળું ન કરવા બાબતની નોટીસ ઘરમાંથી મળેલી હોવાથી તે એકદમ ગભરાઇ ગયો. તેણે દીવાસળી

સળગાવીને જોયું તો એક ખૂણામાં માટીની માટલી પડેલી હતી તેના ઉપર તેની નજર પડી.

તે એકદમ માટલીને ખૂણામાંથી ઉંચકી લાવ્યો અને પથારીની પાસે માટલી મુકી તેમાં ઝાડે ફર્યો.

પણ હવે માટલીને કેવી રીતે બહાર નાખી દેવી તેના વિચારમાં અડવો ગુંચાયો. આખી રાત એ વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ પણ આવી નહીં. પણ આખરે તેણે એક યુકિત શોધી કાઢી, જ્યારે સવાર થવા આવ્યું ત્યારે અડવો એકદમ પથારીમાં બેઠો થઇ ગયો અને માટલીને કેડમાં મારી ઉપર ઓઢવાની પીછોડી ઢાંકી દાદર ઉતરવા લાગ્યો. ઘરમાંનાં માણસો તે વખતે ઉઠયાં હતાં તેઓએ જાણ્યું કે જમાઇને રાતના કાંઇ અટકચાળું ન કરવાની સખત શબ્દોમાં ચેતવણી આપી હતી તેથી હમણાં રીસાઇ જાય છે. અડવાની સાળીએ પોતાના ભાઇ તથા બાપને અડવાજી રીસાઇ જાય છે એવી ખબર આપી; એટલે તેઓ બન્ને જણા અડવાની પાછળ દોડયા. અડવો આગળ દોડે અને પેલા બે જણા અડવાની પાછળ દોડે અને: " ઉભા રહો અડવાજી, ઉભા રહો અડવાજી " એમ પાછળથી બૂમો મારે પણ અડવો કેમે કર્યો ઉભો રહે નહીં.

અડવાને કેડમાંની માટલી સાચવવાની હતી તેથી તે થાકી ગયો અને ગામથી થોડેક દૂર જઇને ઉભો રહ્યો. તેનો સાળો અને સસરો પણ આવી પહોંચ્યા. તેમણે અડવાને કહ્યું " તમે આમ બેઠે માથે કાં જાઓ છો? શું રાતના તમને કહ્યું તેથી ખોટું લાગ્યું.? ચાલો,

બૈરાંતો હોયજ એવાં, તેની વાતો આપણને મરદ માણસને સાંભળતાં શી રીતે પાલવે ?"

અડવો બોલ્યો: "તમે તમારે જાઓ હું પાછળથી આવું છું."

પેલા બે જણાએ અડવાની ઓઢેલી પીછોડી પકડી અને રકઝક કરવા લાગ્યા. સવારના પહોરમાં લોકો જંગલે જતા હતા તેપણ કેટલાક ત્યાં એકઠા થઇ સસરા જમાઇની રકઝક જોવા લાગ્યા. અડવાને પુષ્કળ વિનવ્યો પણ તે એકનો બે થયો નહીં. એકઠા થયેલા લોકો અને પેલા બે બાપ દીકરો એમ અડવાને બાઝયા. અડવો તાણે સીમ ભણી અને લોકો તાણે ગામ ભણી. એવી ખેંચાખેંચમાં અડવાએ છુપાવેલી માટલી ફુટી ગઇ અને બધું ત્યાં નરક નરક થઇ રહ્યું. જે લોકો અડવાને મનાવવામાં સામેલ થયા હતા તેઓ બધા ખરડાઇ ગયા. અને બિચારા ખશીઆણા પડી ગયા.

સર્વેએ તળાવમાં ના'વા જવાનો ઠરાવ કર્યો. અને તળાવ તરફ ચાલવા માંડ્યું. બધા આગળ ચાલતા હતા અને અડવો પાછળ ચાલતો હતો. રસ્તે આવતાં એક જુવાનીઓ મળ્યો તેણે અડવાને પૂછ્યું. "તમે બધા આ વેષમાં કયાં જાઓ છો ?"

અડવાએ કહ્યું, "એનો તમારા ગામના વીરચંદ વાણીઆનો નાનો જમાઇ મરી ગયો તેથી તળાવે 'સનાન' કરવા જઇએ છીએ. તમે જરા વીરચંદ શેઠને ત્યાં જઇને કહી દેજો."

પેલો માણસ ત્યાંથીજ બિચારો પાછો ફર્યો અને વીરચંદ શેઠને ત્યાં જઇ તેની ધણીઆણીને કહ્યું : "અરે ! તમે બેસી શું

રહ્યાં છો ? તમારો જમાઇ જે ગુલબી સાથે પરણેલો તે કાલનો મરી ગયો છે. વીરચંદ શેઠ, અડવાજી અને ગામમાંના બીજા કેટલાક માણસો તળાવે હમણાંજ સ્નાન કરવા ગયા છે."

બૈરાંઓ તો બિચારાં છેડા વાળીને બેઠા. આજુબાજુની તેમજ ગામમાંની બીજી કેટલીક સ્ત્રીઓ પણ વીરચંદ શેઠને ત્યાં આવી અને રડવા કુટવાની તેઓએ ઠીક ઝગડી મચાવી.

અડવો, તેનો સસરો વીરચંદ શેઠ, તેનો છોકરો વિગેરે સ્નાન કરીને ઘેરે આવ્યા તો ત્યાં બૈરાંઓને આંગણામાં રડતાં કુટતાં જોઇને તેઓએ વિચાર કર્યો કે નક્કી કોઇ આપણા સગામાં મરી ગયું હશે. તેથી તેઓએ પણ સામેથી પોક મૂકી. મરદોને સામેથી રડતા આવતા જોઇને બૈરાંઓને શૂર છુટયું. તેમણે છાતીઓ ભાગી નાખવા માંડી, અને એક હોંસીલી બાઇડી હતી તેણે તો રાજખી પણ માંડી દીધી. મરદો રડતા રડતા આવીને ઘરની બહારના ઓટલા ઉપર બેઠા.

જે બાયડી રાજખી ગાતી હતી તેમાં અડવાને ખામી જણાઇ. કોઇપણ બાબતમાં ભુલ થતી અડવો જોઇ શકતો નહીં. તે એકદમ ઉઠયો અને બૈરાંઓની વચમાં ભરાઇ જઇને તેણે એક નવીન રાજખી ગાવા માંડી :—

"મરશો બોલ્યોરે મધરાતનો
"મોટાના કુંવર મુઆ કેમ જાણીએ,
"હાટે પડી હડતાળરે–મરશો બોલ્યોરે મધરાતનો."

સર્વ સ્ત્રીઓ ગાતી અને કુટતી એકદમ બંધ થઇ ગઇ અને આડવાની સામેજ જોઈ રહી. આડવો તો જાણે કોઈ વીર યોધ્ધો રણભૂમિપર શત્રુનો સંહાર કરતો ઘુમતો હોય તેની માફક ઘુમી રહ્યો હતો. હજુ પણ તે ગાતો હતો:—

"ભાઈ દોશીડા ઉઘાડ તારૂં દ્વારરે,
"કાપડ કાઢોરે મોંઘા મુલનાં
ના કહીશ તારાં કાપડ કેરૂં મુલરે-મરઘો બોલ્યોરે
મધરાતનો."

બેએક પુરૂષો ઓટલા ઉપરથી ઉઠયા અને આડવાને એકદમ ઝાલ્યો તો પણ આડવો તેઓને ગાંઠતો નહોતો, તેતો હજી આગળ રાજગી ચલાવતો હતો કે:—

"ભાઈ સોનીડા ઉઘાડ તારૂં દ્વારરે
"સોનું કાઢોરે મોંઘા મુલનું;
"ના કહીશ તારાં સોનાં કેરૂં મુલરે-મરઘો બોલ્યોરે
મધરાતનો."

આડવાને જેમ તેમ બે ચાર મરદોએ પકડીને ઘરમાં આણ્યો અને એ ગાંડો થઇ ગયો છે એમ ધારી તેને દોરડાં વતી બાંધી એક મજબૂત થાંભલા સાથે બાંધી દીધો.

જ્યારે જીવગ રહી કુટીને પરવાર્યાં ત્યારે વીરચંદ શેઠે તેની પત્નીને પૂછ્યું: "આપણા જમાઇને શું થયું હતું?"

"તે હું શું જાણું? પેલા સાથે કહેવડાવ્યું હતું તે!" અડવાની સાસુએ કહ્યું.

"અરે મેં તો કોઇની સાથે કહેવડાવ્યું યે નથી ને કાંઇએ નથી." વીરચંદે કહ્યું.

"ત્યારે તમે તળાવે ન્હાવા શું કામ ગયા હતા?" શેઠાણીએ પૂછ્યું.

શેઠે અડવાના પરાક્રમની બધી હકીકત શેઠાણીને કહી સંભળાવી, ત્યારે જ તેઓએ જાણ્યું કે જમાઈ મરી ગયો નથી. બિચારી ગુલબી–અડવાની સાળીને કોડી નાંખેલી બંગડીઓ પાછી પહેરાવી અને અડવાના મહાન કાર્ય (!) ની સર્વે તારીફ કરવા લાગ્યા.

વીરચંદ શેઠ અને શેઠાણી બન્ને અડવાને માટે બહુજ અફસોસ કરવા લાગ્યા અને આવો જમાઈ આપણને કયાંથી મળ્યો તેને માટે બહુજ દિલગીર થવા લાગ્યાં. અડવાની વહુ ચંચળ પણ આવા અક્કલહીણ સ્વામી સાથે શી રીતે જન્મારો જશે તેને માટે બિચારી સંતાપ કરવા લાગી.

વીરચંદ શેઠ અને શેઠાણીએ હવે અડવાને પોતાને ઘેરથી વિદાય કરવાનો ઠરાવ કર્યો અને અડવાને કહ્યું. "તમે હવે અહીંથી જાઓ. હમણાં અમે ચંચળને મોકલવાના નથી."

"તે ની કેમ મોકલો ? શું બૈરી તમારા બાપની છે ? એ તો મારા બાપાની છે. તે મારા બાપની મિલકતનો હું એકલોજ હકદાર વારસ છેઉં. તે મારો બાપ મને પરણાવીને એ બૈરી આપી ગયેલો તે હું તમારે તાં રાખી મુકવા ! માટે એમ ની ચાલે. ગમે

તેમ કરો પણ હું તો અહીંથી મારી બૈરી ને લેઇનેજ જવાનો ! તમારે ગમે તો આ કાને હાંભરો કે પેલા કાને હાંભરો." અડવાએ લાંબા લાંબા હાથના લટકા કરીને કહ્યું.

બીજા બધાંએ અડવાને બહુએ સમજાવ્યો પણ અડવાએ કોઇનું કહેવું ગણકાર્યું નહિ. આખરે ઘરનાં બધાં માણસોએ એવો ઠરાવ કર્યો કે ચંચળે એને ગમે તેમ સમજાવવો અને પછી અડવાને વિદાય કરવો.

બીજે દિવસે અડવાની સાસુ માંદી પડી. શેઠને અને તેના દીકરાને કાંઇ કારણસર બહારગામ જવાનું થયું. ચંચળ શેઠાણી પાસે બેઠી બેઠી માખો ઉડાડતી હતી, એટલામાં અડવાભાઇ માળ ઉપરથી નીચે ઉતર્યા. ચંચળને શેઠાણી પાસે બેસીને માખો ઉડાડતી જોઇને તે એકદમ બોલી ઉઠ્યો: "અરે રાંડ ઢેડી તું અહીં મારી હાહુ પાહે કેમ બેઠી છે ? ઉઠ, ઉઠ; એતો હું માખીઓ ઉડાડા, તારું કંઇ કામ નથી."

ચંચળ ત્યાંથી ઉઠી ગઇ એટલે ટૂવાલ લઇને અડવો માખ ઉડાડવા બેઠો. અડવો માખો ઉડાડે અને પાછી આવી આવીને બેસે. થોડીવાર તો અડવાએ માખો ઉડાડી પણ પછી તે માખ ઉપર ગુસ્સે થયો. કપડાં ધોવાનો લાકડાંનો પાયો ત્યાંજ પાસે પડેલો હતો. તે આપણા અડવાએ હાથમાં લીધો અને શેઠાણીના શરીર ઉપર જે જગ્યાએ માખ બેસે ત્યાં ધબોધબ લગાવવા મંડી ગયો. બેત્રણેક પાયા શેઠાણીને માર્યા એટલે તો શેઠાણીએ મોટો બરાડો પાડયો.

બૂમ સાંભળીને તેની બન્ને દીકરીઓ દોડી આવી. આડવાને પાયો લઇને પાસે બેઠેલો જોઇને બન્ને જણીઓએ લજ્જાનો ત્યાગ કરી આડવાના હાથમાંથી પાયો ઝુંટવી લીધો અને ગુલાબે પૂછ્યું: "આડ-વાજી, શું કરો છો. ?

આડવાએ કહ્યું: "કેમ શું કરો છો? આ મારી હાડુ માખી-ઓને ઉડાડી ઉડાડીને થાકયો તે વરી આપણું કેયલું તો માને ની. પછી લઇ પાયોને આથડયો ને તે એક ઝપાટે મારી હાડુને ગુમો પડાવી. તમે હો રાંડો હું તમારા મનમાં જાણુતી ઉતી? અમણાં એમ કૂયલી કૂથી કરો છો પણ રાંડો માટીને તાં જહો કની તાં તમારા હો એવાજ હાલ થવાના. હું તમે મને બાયલો હમજો, એમ?" આડવો એટલું બોલીને ઉઠયો અને એકદમ ચંચળ અને ગુલાબની પાછળ દોડયો. તેઓ બન્ને બિચારી નાઠી અને પાડો-શીના ઘરમાં પેશી ગઇ. તે થોડીવારે તેઓ પાછી ઘરમાં આવી અને પોતાની માને જે જે જગ્યાએ પાયો વાગ્યો હતો ત્યાં કાંઇક ઓસડ ચોપડયું.

રાત પડી. આજે તો ચંચળે પોતાના સ્વામીને ગમે તેમ સમ-જાવીને વિદાય કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. તેથી જ્યારે બધાં ઉંધી ગયાં ત્યારે તે એકલી માળ ઉપર આડવા કને ગઇ. ચંચળને જોતાંજ આડવો બુમ મારી ઉઠયો: "અરે, મારી હાડુ આ ટેડી તો આ ઘરમાંથી જતીજ નથી."

પણ ચંચળ તેનાથી ડરી જાય એવી નહોતી. તેણે એકદમ હાથમાં ઝાલેલી સોટી વડે કાંઇ પણ બોલ્યા વિના આડવાને બેચાર સપાટા

સમાવી દીધા. માર ભડો દાતાર એ કહેવત પ્રમાણે અડવો એક-દમ ચૂપ થઈ ગયો અને ચંચળને પગે લાગવા માંડયો.

ચંચળ ધીરે રહીને અડવાની પાસે બેઠી અને કહ્યું: "જુઓ, હું તમારી વહુ થાઉં. મને ઠેઠી ઠેઠી શાના કહ્યા કરો છો!"

"અરે પણ તું મારી વહુ થતી હતી તો આટલા દહાડા કેમ મને કેમ ની કેયું! ને જ્યારે તું મારી વહુ હતી તો પછી તે દહાડે અહીં મારપર છાણાં લેવા આવેલી તે દહાડે હું કરવા એમ કેતી હતી કે મને અડતા નેખે હં-મારી હહરાવારી એમ કરીને મને છેતરવા આવી ઓહ્રે કેમ? જાણતી ઓહ્રે પણ હાંધા તો તોડીજ લાખ્યા જો." અડવાએ આંખો ફેરવીને કહ્યું.

ચંચળે પાછી સોટી દેખાડી એટલે અડવો પાછો ચૂપ થઈ ગયો. ત્યાર પછી ધીરે રહીને ચંચળે પૂછયું: "વારુ, તમને કંઇ વાત આવડે છે? કાંઈ વાત આવડતી હોય તો હું જાણું કે તમે ખરા અક્કલવાન છો! નહીં તો કાંઇ નહી."

"ઓહ્રે, એમાં હું, તું કેહ તો વાત તો એકની એકવી કરૂં." એમ કહીને અડવાએ સિંહાસન બત્રીસીમાંની સાંભળેલી એક વાર્તા કહેવાની શરૂઆત કરી;—

"આહી હાંભરે કે! કોઇ એક ગામમાં એક આંધરો ને એક લૂલો એમ બે જણા રહેતા હતા. એક દિવસ લૂલાએ પેલા આંધરાને કેયું મારા પગ ની હલે ની તો કોઇ પરદેશમાં કમાવા જતે."

"ત્યારે આંધરાએ કહ્યું: "તું ખભા ઉપર બેઠો જા અને મને રસ્તો દેખાડયા કરજે. એટલે હું તે આધારે ચાલ્યા કરશ."

"બન્ને જણાએ એવો મનસુબો કરીને આંધરાએ લુલાને ખભા ઉપર બેહાડયો અને પોતાની મુસાફરી શરૂ કરી. જતાં જતાં તે બેઉ જણા એક શહેરમાં આવી પહોંચ્યા એટલે રાત પડી ગેઇ એટલે શહેરના દરવાજા બંધ થેઇ ગીયા. એટલે પેલા બેઉ જણા રાતની રાત દરવાજાની બહાર પડી રેયા.

"અવે તે શહેરમાં એક રાજા ઉતો તેને એક છોકરી ઉતી. તે છોકરીને છાતીએ એક મોટો મહો ઉતો તેથી તે છોકરીને કોઇ પરણ્યું નહીં. રાજાએ કોઇ રાજાના પોર્યાં અથવા કોઇ સરદારના દીકરા સાથે તેને પરણાવવા બહુ મહેનત કરી પણ કોઇએ પૂશુ એવી મહાવાળી પોરીને પરણવાનું કબુલ કીધું નહીં. તેથી રાજાએ એવો ઠરાવ કર્યો કે સવારના પહોરમાં શહેરના દરવાજામાં જે કોઇ પહેલો મરદ આવે તેની સાથે છોકરીને પરણાવી દેવી.

"સવાર થયું અને જ્યાં દરવાજા ઉઘડયા તેવાજ પેલો આંધરો અને લુલો બન્ને જણા હાથે દરવાજામાં પેઠા. રાજાએ ઠરાવ પ્રમાણે પોતાની દીકરી પરણાવવાનો પોતાનો વિચાર પેલાઓને કહી સંભરાવ્યો."

"અલી દાંભરે કે કે ઉંઘવા માંયડું? રાજાએ પછી માંડવો બંધાવ્યો અને પેલાઓને પરણાવવા બોલાવ્યા. પણ પેલો લુલો આંધરાના ખભા ઉપરથી ઉતરેજ નહીં. તેથી બન્ને જણા જેમ ઘેરથી નીકળ્યાં હતા તેમના તેમ આવીને માયરામાં બેઠા.

''પરણી રયા પછી રાજાએ તે લોકોને રેવા માટે એક ઘર આપ્યું. એક દિવસ લૂલાએ રાજાની છોકરીને કહ્યું: ''આપણે આ આંધરાને મારી નાખીએ તો પછી આપણે મોજ મજાહ કરીએ. તેથી લૂલાએ કન્યાને કહ્યું કે 'આપણા બારણામાં એક મરી ગયેલો હાપ છે તે ઉકાળીને આંધરાને પાઇએ તો એની કુંહી નીકરી જાય'. આંધરો એ વખતે પાદરે ગેયલો હતો તેથી લૂલા અને પેલી કન્યાનો પેચ તે જાણવા પામ્યો નહીં."

''પછી એક હાંલ્લામાં તે સાપના કકડા કરીને મહીં પાણી રેડી ને ચૂલા ઉપર ઉકાળવા મુયકા. આંધરો પાદરે જઇને આયવો અને પાછો પોતાને ઠેકાણે બેઠો. થોડીક વાર થઇ એટલે આંધરાએ પેલી રાજાની પોરીને પુયછું, ''અલી હાંભરે કે? મને બોઉ ભુખ લાગેલી છે માટે કાંઇ ખાવાનું હોય તો આપ." રાજાની પોરીએ કેયું; હમણાં તો હું ખાવાનું છે કાંઇ પણ નથી એમ કહીને તે પણ લૂલા પાહે જઇને બેઠી. આંધરાને ખુબ ભુખ લાગેલી એટલે તેને કાંઇ ચેન પડયું નહીં. તેથી તે ફાંફાં મારતો ચુલા હોડે ગયો. ચૂલા ઉપર સાપના કકડાનું હાંલ્લું ઉકળતું હતું તેના ઉપરનું ઢાંકણું ઉઘાડયું. આંધરાએ જાણ્યું કે કાંઇક મહીં ખાવાનું હશે. આંધરો અંદર હાંલ્લામાં જોઇ રહ્યો હતો. તેને પેલા સાપના ઝેરની ગરમી લાગી એટલે તેના આંખના પડળ ઉઘડી ગીયાં અને આંધરો હતો તે દેખતો થયો. દેખતો થતાંજ તેણે હાંલ્લામાં સાપના કકડા જોયા એટલે તો એકદમ ગુસ્સે થયો અને દોડતો લૂલો અને

રાજાની છોકરી બેઠેલી હતી ત્યાં ગયો અને એકદમ લુલાના પગો પકડીને તેને રાજાની પોરી ઉપર અફાર્યો. રાજાની પોરી ઉપર અફારતાંજ તે કન્યાનો મસો ખરી ગીયો અને લુલાના પગોની નસો છુટી જવાથી તે પણ ચાલતો થઇ ગયો. એમ તણે જણાંની ઓડો જતી રહી, એટલે પેલો આંધળો ને લુલો બેઉ જણા તકરાર કરવા લાગ્યા. એક કહે કે મારી બૈરી, ને બીજો કહે કે મારી બૈરી, તીયારે તું બહુ હુશીયાર દેખું તીયારે કેની એ બૈરી કોની થઇ?''

ચંચળ વિચારમાં પડી ગઇ. પણ તેને ઉત્તર આપવાનું સુઝયું નહીં. ઘડીભર મારો વર મુરખો છે એ પણ તે ભુલી ગઇ અને તેનાં મોં સામેજ જોઇ રહી. ચંચળની એવી સ્થિતિ જોઇને અડવાએ કહ્યું: "રાંડ, મરઘડોની પેઠે મારી હામે ડોળા હું પીપલાયવા કરે? તું બોઉ અક્કલવારી ને ડાઇ ડમરી દેખું તે બોલની હવે, એ બૈરી આંધરાની કે લુલાની?"

"મને તો બધરૂં નથી આવડતું, તમેજ કહોને. હું કાં કહું છું કે હું અક્કલવાળી, તમારા મરદો જેટલી અકકલ કાંઇ અમારા બૈરામાં હોય? તમેજ કહોને. હું હારીને તમે જીત્યા. પછી કાંઇ છે?" ચંચળે નમ્ર સ્વરે કહ્યું.

"તો એમ બહી મરની. મારાં હહરાં હું આયવો તીયારનો અને બધાં વગર અકકલનોજ ટોકયા કરે તે પેલાંથી વિચાર કરવો હતોની? લે ચાલ ઓહે જેમનું બધરૂં તેમનું, પણ હવે હાંભર, પેલી

ચોરી તો લુલાની. કેમકે આંધરા ઉપર બેહીને લુલો પહુવા ગયેલા, તેથી આંધરો તો થોડો અને લુલો વરરાજા થીઓ. બન્ને જણા જીયારે લડતા લડતા રાજા પાહે ગીયા અને તાં બધી વાત કરી તીયારે રાજાએ પોતાની પોરી લુલાને હોંપી દીધી અને આંધરાને કાયડો કુટાટીને. મારા હહરામાં એકુમાં અકકલની તો— જાત ની મલે ને વરી વરણાગી કયરા કરે. છે બુદ્ધિ કોઇના બાપની ? એમ તીયારે !" અડવાએ છાતી કાઢીને ચંચળના ગાલ ઉપર એક તમાચો ચોઢી કાઢી અભિમાન સાથે કહ્યું.

ચંચળ બિચારી કાંઇ બોલી નહીં. પણ ધીરે રહીને તેણે કહ્યું: "પણ તમે અહીંથી તમારે ઘેર કયારે જવાના ? "

" પણ તેમાં મને હું કેમા કરે. મને તો મારી કોઇએ કયલું કે વહુને લીધા વગર આવતો નોખે. એટલે તને લીધા વગર ઉં કેમે કરતાં અઇંથી નઇ જાઉં. તું જો આવતી હોય તો આપણે કાલે હવારે અઇંથી ચાલ્યાં જઇએ. બોલ છે તારી મરજી !" અડવાએ આગ્રેથી ન જવાનું કારણ જણાવ્યું.

ચંચળે અડવાને બહુએ સમજાવ્યો પણ તેણે ચોકખી જવાની ના પાડી. આખરે અડવાથી તેના સાસુ સસરા કંટાળ્યાં એટલે ચંચળને અડવા સાથે મોકલવાનો ઠરાવ કર્યો. તો પણ બીજે દિવસે અડવાની સાસુએ અડવાને કહ્યું, " તમે હમણાં જાઓ અને કોઇ ચોકકસ માણસને મોકલજો તેની સાથે ચંચળને મોકલીશું. તમારી સાથે નહીં મોકલીએ.

"એં હેં હેં હેં ! મારી હાઉ તું વળી હું જોઈને વાત કરતી હોઈ ? આ મારા કરતાં બીજો તને કોણ ચોકસ માણસ મળવાનો જે તેની હાથે મોકલવાની ? હું મારામાં કાંઈ અકકલ નથી ? કાલે રાતના મેં વાતમાં ને વાતમાં તારી પોરી મારી વહુને હરાવી દીધેલી. મારા જેવો ડાયો ડમરો કોઈ હોધી તો લાવ ! છાની માની પ્રતરાજી કયરા વગર પોરીને તીયાર કર. હવે હું થોભવાનો નથી. બસ, વહુ વગર રેવાઇ તેમ નથી. મને અઈ આયવાનેઓ. કેટલા દાડા થઇ ગીયા. બસ હું તો આજેજ જવાનો." અડવાએ સાસુજીને ફરમાવ્યું.

બીજે દિવસે બન્ને જણાને—અડવાને ને ચંચળને—ત્યાંથી વીરચંદ શેઠે કંટાળીને વિદાય કર્યો. જતી વખતે શેઠાણીએ અડવાને શીખામણ દીધી કે, "જો જો ચંચળને સાચવજો, એને દુઃખ દેતા નહિ ને રસ્તે પણ સાચવીને જજો. જો જો કોઇ ઠેકાણે પાછા અકકલનો ભાંગરો બાંધરો વાટતા નહિ." ને પછી ચંચળને કહ્યું: "ચંચળ, સાચવીને જજે. આપણો ગાડી તને મુકવા આવે છે તે બન્ને જણા સંભાળી ને જજો ને કાંઇ સુખ દુઃખ પડે તો મને કહેડાવજે. ને સહીસલામત પહોંચી જાઓ એટલે ચિઠ્ઠી આપણા ગાડાવાળા સાથે લખી મોકલજે."

અડવો પોતાની બૈરીને લઇને ઘેર આવી પહોંચ્યો, એટલું વળી સારું થયું કે રસ્તે તેણે પોતાની અક્કલનો છબરડો કોઇ જગ્યાએ ખાલી કર્યો નહીં.

એક દિવસ અડવાને ત્યાં બે ચાર મેમાન તેની જાતના એટલે મારવાડી વાણીઆઓ આવી પહોંચ્યા. અડવો કાંઇ પણ ધંધો કરતો નહીં, એટલે ઘરમાં ખાવાનું નહોતું; પણ મેમાનને કાંઇ ખવડાવ્યા સિવાય ચાલે? અડવાની વહુ ચંચળ બહુ હુશીયાર હતી. તેણે જુવારનું ભડકું રાંધ્યું અને અડવાને બોલાવી મેમાન સાથે કેવી રીતે વર્તવું તેની પાકી સમજણ આપી અને પછી મેમાનોને જમવા બોલાવવા આગલે બારણે મોકલ્યો.

આગળની પરસાળમાં ચારે મેમાનો આડા થઇને પડયા હતા ત્યાં આવીને અડવાએ પોતાની ખાસ ફરમાસુ મારવાડી ભાષામાં કહ્યું: " એ...હજારી મલજી, અનરાજજી, જુવાર મલજી, ગરબડ ચંદજી, સલો, સલો!"

પેલા મેમાનમાંના એકે પુછ્યું "કોય હે, શેઠજી કોય હે!"

અડવાએ કહ્યું: "અરે કયા કહું?"

મેમાને કહ્યું: "પન થયો કોય હે શેઠજી"

અડવો બોલ્યો: " જુવારચંદરો બેટો, ભડકોચંદજી આગ્યો હે! કાથરોટપુરમેં ઉતર્યો હે! ચલના હો તો ચલો નહીં તો પેટપુરમેં જાતો હે! તે શીતલપુરમેં ડરતો હે! "

પેલા આવેલા પરોણા સમજ્યા કે કોઇ બીજો નવો મેમાન ઘરમાં આવ્યો છે. તેથી જમવા ચાલો નહીં તો બધું રાંધેલું તેના પેટમાં જતું રહેશે અને પેટમાં ટંડું થઇ જશે તેથી ચારે જણા

એકદમ ઉઠયા અને ઉતાવળા ઉતાવળા હાથ પગ ધોઇને જમવા બેસી ગયા. જમ્યા પછી મેમાન આવેલા વાણીઆઓ સમજ્યા કે મારા બેટા અડવાએ શેર શેર ઘીને બદલે જુવારની રાબડી જમાડી પતાવ્યું તેથી તેઓ રહેવાના હતા પણ જ્યાં ઘી ખાવાનું ન મળે ત્યાં સાસરવાડીઓ કેમ રહે ? એટલે ચાલ્યા ગયા.

અડવો આખો દહાડો ઘેર બેસી રહેતો અને કાંઇ પણ કામ ધંધો ન કરતો હોવાથી તેની ફોઇએ એક ગૃહસ્થ માણસને ઘેર તેને નોકરીએ રખાવ્યો. અડવો કાંઇ ઝાઝું ભણેલો નહોતો એટલે ગૃહસ્થને ત્યાં તે ઘરનું કામકાજ કર્યા કરતો. એક દિવસે પેલા ગૃહસ્થને કોઇ મિત્રની છોકરીનાં લગ્નમાં જવાનું હતું તેથી તે અડવાને પણ સાથે લઇ ગયો. રાતના આંગણામાં સર્વે જમવા બેઠા. ભોજન કંસાર ઘીનું બનાવેલું હતું. આંગણામાં બધે રેતી પાથરેલી હતી. અડવાની પત્રાળીમાં બધાની સાથે ઘી પીરસાયું અને ઉપરથી બુરૂં પણ પીરસાયું. અડવો મોટા હાથે કંસારમાં ઘી તથા ખાંડ ચોળવા મંડી ગયો એટલે બાજ કાણી થઇ અને કંસારમાં રેતી ભેળાઇ. તો પણ આપણો અડવો વિચાર કરવા લાગ્યો, કે 'સાલા ખાંડ દલનારાઓએ અંદર કેવી મોટી ખાંડ રેવા દીધી ? સાલાને બરાબર ઝીણી દરતાં શું થીયું ઓહે ?' જેમ તેમ અડવો બધાની સાથે જમી ઉઠયો.

સર્વે જમીને જ્યારે દિવાનખાનામાં પાન સોપારી ખવા બેઠા ત્યાં અડવો આવ્યો અને બધાની વચમાંજ પોતાના શેઠના મિત્રને

પુછ્યું: "હેઠજી! આ ખાંડ કેઇ મારી હહરાવારી એ દરેલી કે મંઈ બધી ખાંડ મોટી મોટી રેવા દીધેલી! મને બતાવો તે મારી હાહુને કે એકી દીક તેનું ડાચું ભાગી લાખું."

શેઠે કહ્યું: "અમારા કોઇનામાં મોટી ખાંડ નહીં આવી ને તારામાં કયાંથી આવી? ખાંડ તો તૈયાર દળેલું બુરું આવ્યું હતું!"

અડવાના શેઠે કહ્યું: "અરે મુરખા તારી પત્રાળી કાણી બાણી થઇ હશે તેથી તારા ખાવામાં રેતી આવી હશે. બાકી ખાંડમાં તો કાંઇએ ન હતું."

અડવો અને તેના શેઠ બન્ને લગ્નમાંથી પાછા પોતાને ઘેર આવ્યા. એક દિવસ અડવાના શેઠને ત્યાં કોઇ બે મહેમાન આવ્યા. શેઠ કાંઇ કામમાં રોકાયલા હોવાથી કંટાળી રહ્યા હતા, ત્યાં જઇને અડવાયે કહ્યું:

"હેઠજી! હેઠજી! આપણે તાં કોઇ બે પરાણા આવ્યા છે તે ઘરમાં આવીને બેઠા છે."

શેઠે ગુસ્સામાંજ અડવાને ફરમાવી દીધું કે: "આવ્યા છે તો બે પાણીના લોટા ઠોકને. તેમાં અહીં કહેવા શું આવ્યો. અહીંયાં તારી અકકલ ચાલતી નથી!"

"અરે હેઠજી, મારી અકકલ ની ચાલે એવું તે હોય! હું તો તમારા હુકમની રાહ કીયારનો જોયા કરૂં છું. અવે જો બે લોટા ભરોં". એટલું કહીને અડવો ઘરમાં ગયો અને પાણીના બે લોટા

ભરી લાવી જ્યાં આગળ મેમાનો બેઠા હતા, ત્યાં આવ્યો અને ત્યાં એકેક લોટો એકેક હાથમાં પકડી પેલા મેમાનોના કપાળમાં મારી મૂકયો. મેમાનો બૂમ પાડી ઉઠયા: " ઓ બાપરે ! મારી નાંખ્યા રે……અમે તારૂં શું બગાડયું કે આમ માર મારે છે ! "

શેઠ એકદમ ઘરમાંથી બહાર દોડી આવ્યા અને આવીને જુએ છે તો પેલા મેમાનોનાં કપાળમાંથી લોહીની ધારા વહી રહી છે; અને બધે પાણી પાણીજ થઇ રહ્યું હતું. અડવાના શેઠ તો આ જોઇને દિંગમુઢજ થઇ ગયા.

મેમાનોને અડવાના શેઠે ભીંજેલાં કપડાં બદલાવી નવાં પહેરાવ્યાં અને તેમના કપાળમાં પડેલા ઘાએ વૈદ્યને બોલાવી પાટા બંધાવ્યા. અને અડવાને બેચાર લપડાકો ચોઢી કાઢી પાણીચું પકડાવ્યું.

અડવો ઘેર આવ્યો. કાંઈ પણ ધન્ધો ન હોવાથી કુવે તળાવે જ્યાં સ્ત્રીઓ પાણી ભરવા જાય ત્યાં અડવો આખો દહાડો બેસી રહેતો અને જતી આવતી જુવાન સ્ત્રીઓની મશ્કરી કરવા લાગ્યો. અડવાની એ હકીકત તેની ફોઇના કાન પર આવી તેથી એક દિવસ તેણે અડવાને કહ્યું: " ભૂઆ, તું આવું કરે છે તે ઠીક નહીં. જો કોઇ ઠેકાણે ઉંચો નીચો પગ પડયો ને, તો આપણાં બારજ વાગી જશે. માટે સંભાળીને ચાલ. "

" અરે અવે તેમાં ગભરાઇ શાની મરે ! હું કેદી ઉંચો નીચો પગ ની પડવા દેઉં હમજી કેની ! તું જ જાણે મારી હકરી આજ વારી, ને અમે તો જાણે કાંઇ હમજતાજ ની હોઇ કેમ ! "

એક દિવસ દરરોજના નિયમપ્રમાણે અડવો સાંજના અંધારે તળાવેથી ઘેર આવતો હતો. પુષ્કળ અંધારું થઇ ગયેલું હોવાથી રસ્તો બરાબર દેખાતો ન હતો. અડવાનો પગ એક મોટા ખાડામાં પડ્યો. જેમ તેમ પગ અંદરથી કાઢી અડવો ચારે બાજુ જોતો નાઠો અને એકદમ ઘેર આવી પોતાની ફોઇને કહેવા લાગ્યો: "ફોઇ, ફોઇ, આજ તો ગજબ થીયો; શું કરું ! તેં તે દાડે કહ્યું ને મેં ભણ્યે હોંશીયારી રાખી, પણ આજ તો મારો પગ ઉંચે નીચે પડ્યો જો ! માટે અવે આપણે કેમ કરીએ !

અડવાની ફોઇના તો હોશકોશ ઉડી ગયા. અને રાતેને રાતે કોઇ ન જાણે તેમ એક ગાડું તેઓ લઇ આવ્યાં. ગાડામાં ઘરનો તમામ સામાન ભરી અડવો, ચંચળ અને અડવાની ફોઇ બધાં અંદર બેઠાં અને રાતેને રાતે ગાડું ત્યાંથી હાંક્યું. કોઇને પણ આ વાતની ખબર ન પડે તેને માટે અડવાની ફોઇ બહુ સાવચેતી રાખતી. રાતનાને રાતના તેઓએ પોતાનું ગામ છોડ્યું અને બરાબર રાતના ત્રીજા પહોરે તેઓ એક બીજા ગામમાં આવી પહોંચ્યાં. ગાડું ગામ બહાર ઉભું રાખી ગામમાં રાતનાને રાતના ધર્મશાળામાં જઇ ગોઠવણ કરી તેમાં સર્વ સામાન મૂક્યો અને ગાડું પણ ત્યાંજ છોડ્યું. બીજે દિવસે સવારમાં ગામમાં એક ઘર ભાડે રાખ્યું અને તેમાં પોતાનું સર્વ રાચરચીલું ગોઠવવામાં અને ખાવાપીવામાં આખો દિવસ નીકળી ગયો.

રાતના વાળુ કર્યા પછી અડકાને તેની ફોઇએ પૂછ્યું: "અડકા, તારો ઊંચો નીચો પગ ક્યાં પડ્યો? તે કહે તો ખરો, આજે આખી વાત કહેજે."

"અરે ફોઇ! શું વાત કરૂં? હું કાલે રાતે અંધારે તરાપ મારતો આવતો હતો તે ત્યાં પેલા દેરાં આગળ વાંકો વળીને, ત્યાં એક ખાડામાં મારો પગ પડ્યો. એટલે એક પગ નીચો થયો અને એક ઊંચો થયો. હજુ પણ ફોઇબા, તે પગે મને એવું કળતર થાય છે, કે મારાથી જરા ચલાતું નથી." અડકાએ ફોઇ આગળ ખુલાસો કર્યો.

અડકાની ફોઇ તો પહોળું મ્હોં કરીને અડકાની સામેજ ઘડીવાર જોઇ રહી, અને પછી બોલી: "તો ફાટી મુઆ, તારૂં નખ્ખોદ જાય! તો પહેલેથી બસી મરવું હતુંને! ચાલ ઉઠ! આતો આંધળે બહેરૂં કુટાયું. ચાલો, આજે રાતના કોઇ ન જાણે તેમ પાછા ગામમાં પેશી જઇશું."

સવનાને રાતના પાછો સર્વ સામાન ગાડામાં ભર્યો અને અંધારામાંને અંધારામાં પાછાં પોતાને ગામ આવી પહોંચ્યાં. સવારના પહોરમાં અડકાનું ઘર ઉઘાડું જોઇને લોકો પૂછવા લાગ્યાઃ "કેમ અડકાભાઇ કાલે ક્યાં ગયા હતા?"

"એ તો મારી ચંચળની બાધા મૂકવાની હતી તે ત્યાં ગયાં હતાં!" અડકો એમ બોલ્યો એટલામાં તો બ.મનો વાચાળો શેઠિઓ

અડવાને બોલાવતો આવી પહોંચ્યો. તેણે આવીને કહ્યું: "અડવા ભાઈ ! ચાલો ચોરામાં; પટેલ બાપા તમને હમણાં ને હમણાં બોલાવે છે"

અડવાના ને તેની ફોઈના તો હોશ કોશ ઉડી ગયા. પણ કાંઈ ગયા વગર ચાલે એમ હતું ? અડવો પટેલ પાસે ગયો.

પટેલે અડવાને બેસાડી પુછ્યું: "અડવા કાલે કયાં ગયા હતા !"

"એતો મારી વઉને જરા બાધા ઉતી તે અમે બધાં બાધા મૂકવા ગયલાં ઉતાં." ફોઈના શીખવાડયા પ્રમાણે અડવાએ કહ્યું.

"અરે મરેરે તારો બાપ અમે તો અહીં તારા ઘરમાં કાંઈ સામાન કે વાસણ કુસણ વિગેરે કાંઈ પણ જોયું નહીં એટલે અમે તો દરબારમાં રિપોર્ટ કરી મોકલ્યો કે અડવો ગામને ઘર છોડી કયાંનો કયાં જતો રહ્યો છે." પોલીસ પટેલે એમ દિલગીરી સાથે જણાવ્યું. પોલિસ પટેલ બોલી રહ્યો એટલે એક સરકારી સવાર ઉતાવળો ઉતાવળો ત્યાં આવી પહોંચ્યો અને એક પાકીટ તેણે પોલીસ પટેલના હાથમાં આપ્યું.

પટેલે વાંચીને અડવાને કહ્યું: "લે લેતો જા અડવા, આમાંતો તારા ઘરનો પંચકયાસ કરી તારાં ઘરે સીલ કરવાનો હુકમ આપ્યો છે."

"હાય ! હાય ! તીયારે અવે હું કાં રહેવા. મને ગમે તેમ બચાવો, પટેલ કાકા !" અડવાએ રડીને કહ્યું.

પટેલને દયા આવવાથી તેણે કહ્યું: "અડવા; તું આ સવારની સાથે દરબારમાં જા. અને ત્યાં જઈને ખરી હકીકત જણાવજે. હું

આ કાગળમાં તારે માટે ભલામણ કરૂં છું."

અડવો અને સવાર બન્ને દરબારમાં ગયા. દરબાર જરા કડક હોવાથી ચોર લૂટારાનો ભય નહોતો. પણ તેણે એક એવો કાયદો અમલમાં મૂકયો હતો, કે કોઈ પણ માણસ વ્યભિચાર કરે તો તેનાં ઘરબાર જપ્ત કરવામાં આવતાં.

અડવો દરબાર સામે આવીને ઉભો રહ્યો, એટલે તેણે પૂછયું; "કાલે તું કયાં ગયો હતો ?"

"તે કેમ હું છે, મારી વહુની બાધા મૂકવા ગેયલો. અમે ગમે તાં જઇએ આવીએ તેમાં તારા બાપનું હું લૂટાઈ ગીયું. જોઇએ તો બે ચાર રૂપીઆ મારી ફોઇ પાહે અપાવા. પણ તેમાં આટલી બધી ધમાલ હું ભજીઆં ખાવા મચાવી રીયો છે ?" અડવાએ દરબારને કહ્યું.

"બદમાશ, સાચું બોલ. તું કાલે વ્યભિચાર કરીને જતો રહ્યો હતો અને પાછો ઉપરથી રાપ કરે છે ?" દરબારે ડોળા ફેરવીને કહ્યું;

અડવો જરા ગભરાયો ખરો પણ તે કાંઇ હિંમત હારે એવો નહોતો. "ના રે મેં એવું વ્યભીચાર જેવું તો કાંઇ કર્યું નથી ને કદાચ કર્યું હોય તો તેમાં તારૂં હું જતી રીયું. તું આખી દુનિયા અને તેમાં રહેતા બધા માણસો તારાં બાપનાં થઇ ગીયાં કે આમ દબડાવ્યાં કરે છે ?"

"પણ તું ગયો તો કયાં કાલે ? અરે કોઇ છે કે ?" દરબારે કહ્યું.

એક સિપાઇ આવ્યો તેને દરબારે કહ્યું; "આ અડવાને બે-ચાર ફટકા લગાવો એટલે ખરું કહેશે."

"અરે પણ એટલી બધી મેનત હું કરવા કરાવી મરે. એતો મારો કાલે ઉંચો નીચો પગ પડી ગેયલો તેથી અમે રાતનાને રાતનાં તે પગ હારો કરાવવા ગેયલાં. રાતનાં ગીયાં ને બીજી રાતે પાછાં આવ્યાં. તો તારે અગાડીથી અમને કહેવડાવવું હતું ને કે અમને પૂછ્યા વગર કોઇએ આ ગામમાંથી જવું નઈ" અડવાએ સિપાઇ ફટકા મારે તે પહેલાં કહ્યું.

દરબાર એને ફટકા મરાવત પણ એટલામાં અડવાની ફોઇને ખબર પડવાથી તે એકદમ દરબારમાં દોડી ગઇ અને ઘણાં કાલાવાલા કરી તથા એતો મુરખો છે, વગર અક્કલનો છે વિગેરે દરબારને સમજાવી તે અડવાને છોડવી લાવી.

જતી વખતે અડવાએ દરબારને કહ્યું "લે દીકરા લેતો જા. મારા ફટકાને કયરો મને પાંહરો ! અરે વાતમાં ને વાતમાં હું મારી વઉને જીતી ગયો અને તેને અરાવી દીધેલી તો તારા મોટા હું ભાર ?"

પણ દરબાર બીજા કામમાં રોકાયલા હોવાથી અડવો થોડુંક ચાલ્યા પછી બોલેલો હોવાથી તે દરબારે સાંભળ્યું નહીં. અડવાને લઇને તેની ફોઇ ઘેર આવી.

અડવાનાં અકકલના બીજા નમુના ઇશ્વર કૃપા હશે તો વળી આગળ બીજા ભાગમાં લખીશું નહીં તો હરિ ઇચ્છા.

મુદ્રક: ભદ્રશંકર મંછારામ ભટ્ટ.

મુદ્રણસ્થાન: કળામય પ્રિન્ટીંગ વર્કસ

ખાંડ બજાર-સુરત.

# એક નવિન વધામણી.

ગુર્જર સાહિત્યમાં એક સંગીન ઉમેરો

જરૂર વાંચશો ! વ્હેલો તે પહેલો ! આજેજ મંગાવો !

# વીર કુણાલ

અને

# દેવી કાંચનમાળા:

સચિત્ર ઐતિહાસિક નવલકથા

લેખક: શ્રી ખંડેરાવ માનાજી પવાર.

ચિત્રકાર:—રા૦ તનસુખ.

નવલકથા એવી શૈલીથી લખાયલી છે કે, વાંચકના મનપર શબ્દે શબ્દનું ચિત્ર વાંચતાંજ અંકાતું જાય. વાચક એમજ સમજે છે કે હું વાંચું પણ છું અને મારી નજર સામે એ બનાવો જોઉં પણ છું. એવી ભાવના ભર્યાં શબ્દોની રચના કરવામાં લેખકે ખરેખર હદ કરી છે. એમ એક વાર વાંચતાંજ ખાત્રી થશે. ઐતિહાસિક નવલકથા છતાં એમાં ભરેલો શૃંગાર એમાં ઝગઝગી રહ્યું. વર્ણન, એમાં નિતરતી રહી સૌંદર્યતા અને વીજળીના માફક ચમકારો મારતી કુટીલતાવાળા પાત્રોની એકત્રીત ગુંથણી કરવા છતાં ઇતિહાસીક વસ્તુની ખરી ખુબી સાંગોપાંગ જળવાઇ રહી છે તે જમાનાનું ભાન હૃદયપટ પર અંકિત કરવું હોય. અહિંસા પરમોધર્મ એ સૂત્રના મૂળ ઉત્પાદક શ્રી બુદ્ધદેવના સમયપર ઉડતી નજર નાંખવી હોય, ર જ્યકારભારમાં ધર્મગુરૂઓની પ્રતિષ્ઠા નિહાળવી હોય તો આ સોનેરી તક ચુકતાંજ નહિ.

પાકું સોનેરી પુંઠું. સુંદર ફોટોગ્રાફી ચીત્રો. ગ્લેઝ કાગળ છતાં

કિંમત રૂા. ૨–૮–૦

ધી ગુજરાતી સાહિત્ય મંદિર, સલાબતપુરા,

સુરત.